સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્ત્તા

**નર્મદાશંકર ગણપતરામ ઠાકર.**

અમદાવાદ.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઈ મંગળદાસે
છાપ્યું છે. પાંચકુવા ચાર રસ્તા અમદાવાદ.

સને ૧૯૨[illegible]

શ્રીઃ

જેના

હાથમાં કામ

હોય, હૃદયમાં રામ

હોય, આત્મામાં આરામ

હોય, મુખમાં મીઠાશ હોય, નિર્દોષ

હાસ્ય હોય, હૈયામાં હેત હોય, આંખમાં

અમી હોય, વાણીમાં સત્ય હોય, પરોપકારમાં

પ્રીત હોય અને મગજમાં જ્ઞાન હોય તેવી ગુણીઅલ

સ્ત્રીઓને, સાધ્વી પતિવ્રતા સન્નારીઓને અને મન

વાણીને કર્મથી પરમ પવિત્ર રહી નિર્મળ જીવન

ગાળનારી દેશના શણગારરૂપ ભારતવર્ષની

ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની

સતી સ્ત્રીઓના ચરણકમલમાં

આ લઘુ પોથી સમર્પી

કૃતાર્થ થાઉં

છું.

નર્મદ. ગ. ઠાકર.

# આદિ વચન.

એક બ્હેને પૂછ્યું " આ ચોપડીનું નામ "લગ્ન સૌભાગ્ય" કેમ પાડયું ? શું તેમાં સૌભાગ્ય ભરેલું છે ? મેં કહ્યું "લગ્ન એટલે યોગ્ય વયે સ્ત્રી પુરૂષનો આ સંસારયાત્રા સફળ કરવાને સંપૂર્ણ ધર્મભાવના યુક્ત થએલો ગૃહસ્થાશ્રમ સંબંધ" અને "સૌભાગ્ય" એટલે "ગૃહસ્થાશ્રમની અનેક પ્રકારની જવાબદારીઓ અડગપણે વહન કરવાથી શારિરીક, માનસીક, આધ્યાત્મીક અને આર્થીક ઉન્નતિનાં પરિણામરૂપ સુખ શાન્તિ અને સંપત્તિવડે સંસારમાં પ્રાપ્ત થતી ઉજ્વળ અને અમર કીર્તિ."

આવું લગ્ન સૌભાગ્ય બહારના ઉપલકીયા આડંબરમાં નથી. પરન્તુ સાચું સૌભાગ્ય આંતર ધર્મમાં છે. સ્ત્રી પુરૂષ વચ્ચે દૈવી અને અલૌકિક પ્રેમ, કુટુંમ્બીજનોમાં અપૂર્વ સ્નેહ અને સંપ અને જગતમાં પ્રભુનાં સર્વ બાળકો સાથે ઉભરાતો ભરપૂર ભ્રાતૃભાવજ વિવાહીત દંપત્તિને સાચું સૌભાગ્ય પ્રાપ્ત કરાવે છે.

સ્ત્રી પુરૂષો સદ્‌ગુણની મેળવણીવાળી સાચી કેળવણી મેળવી શાસ્ત્રોક્ત ધર્મની આજ્ઞા પ્રમાણેનું આદર્શ જીવન જીવતાં શીખે અને લગ્નની પવિત્ર ફરજો અક્ષરશઃ અમલમાં મૂકે તેવાં આદર્શ દંપતિને સાચું સૌભાગ્ય સહજ પ્રાપ્ત થાય છે.

મ્હારા પરમ હિતચિંતક અને સ્નેહી શ્રીમાન શેઠ જીવણલાલ ગીરધરલાલના સુપુત્ર શ્રીયુત શેઠ નારાયણલાલભાઇના જ્યેષ્ઠ પુત્ર ચિ૦ ભાઈ સાકરલાલ તથા પુત્રી ચિ૦ બ્હેન પદ્માવતીનાં શુભ લગ્નના માંગલિક પ્રસંગે આ નાનકડી સૌભાગ્ય પ્રદપોથી વાંચક-વર્ગના કરકમળમાં મૂકતાં મને ઘણો હર્ષ થાય છે.

નવલદંપતિ લગ્ન સૌભાગ્યના સંપૂર્ણ ધર્મોવાળી ઉત્તમોત્તમ સુખ સંપત્તિવાળું સાચું સૌભાગ્ય સર્વ પ્રકારે પ્રાપ્ત કરે એવા અંતઃકરણના અનેક શુભાશિષો સાથે શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રતિ નમ્રભાવે યાચના છે કે "હે દયાળુ પિતા અજ્ઞાન તીમીરમાં પડેલા આ ગરીબડા દેશમાં ઉંચા પ્રકારની કેળવણી ખુબ ફેલાય, સ્ત્રી પુરૂષો આ સંસારમાં સર્વત્ર સુખ અને સ્વર્ગ જોતાં શીખે, દુનિયાના દેશોમાં અમારા દેશનું ગૌરવ પ્રદિપ્ત થઈ દેશને દિપાવે અને આ હિંદુસ્તાન પુનઃ સ્વર્ગનો બગીચો બને તેવું કરવાની કૃપા કર અસ્તુ.

પ્રકાશક.

श्रीः

## ॥ मंगलम्. ॥

જયવન્ત થજો જસ લઇ જગમાં,
બલવન્ત બનો બાહુ બળમાં;
રૂપવન્ત થજો જનના કુળમાં;
ધનવન્ત થજો ધરણી તળમાં. જયવન્ત. ૧

રમતાં જમતાં દિનરાત જજો,
સુખ સંપત રેલ સુરેલવજો;
હસજો પ્રભુ નામ હૃદે વસજો,
આનંદ સદા આનન્દ થજો. જયવન્ત. ૨

વિદ્યા શુભ નીતિ ધર્મ ક્ષમા,
ખીલસો સચરાચર અંતરમાં;
જળમાં સ્થળમાં ભૂમંડળમાં,
રહો મસ્ત સદા જગદીશ્વરમાં. જયવન્ત. ૩

સદ્બુદ્ધિ સુધા સમતા મમતા,
નવજીવનની નવ પલ્લવતા;
સુખ વૈભવ મેળવજો ગમતા,
દુરદેશ તણી કરી દુર્બળતા. જયવન્ત. ૪

શુભ મંગલ લગ્ન મુબારક હો,
પરબ્રહ્મ અખંડાનંદ વહો;
લક્ષ્મીની લીલા લહેર રહો,
નર્મદ અભિનન્દન ધન્ય અહો ? જયવન્ત. ૫

ન. ગ. ઠાકુર.

# સપ્તપદી—લગ્ન પ્રતિજ્ઞા.

કુમારિકા અવસ્થામાંથી આશ્રમ ધર્મમાં આવતા પહેલાં પાણીગ્રહણ વેળાએ ( લગ્ન સમયે ) વરકન્યાની પરસ્પર સાત પ્રતિજ્ઞાઓ શાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે કહેવામાં આવે છે તેનું નામ સપ્તપદી. પરંતુ તે સપ્તપદીની પ્રતિજ્ઞાઓ કેવી રીતની છે, તે જાણવા સર્વ કોઇને આવશ્યક છે, માટેજ સપ્તપદીના બોધની પ્રત્યુક્તિ કરી છે.

**उक्तंच " धर्मेण "**

કન્યાદાન આપતી વખતે જળનો સંકલ્પ અથવા વાણી સંકલ્પ થવાથી પતિ કહેવાની યોગ્યતા થતી નથી; પરંતુ સપ્તાચલ (સપ્તપદી)નું પૂજન થયેથીજ પતિપણું સિદ્ધ થાય છે.

" વિવાહ કૌસ્તુભ " માં કહ્યું છે કેઃ—

**कन्यापतित्व सिद्धयर्थं सप्ताचल पूजनमहं करिष्ये ॥**

પતિપણું સિદ્ધ-થવા માટે સપ્તાચલનું પૂજન કરૂં છું. આ વાકયથી જાણવામાં આવે છે કે સપ્તપદીની ક્રિયાથીજ પુરૂષ પતિ શબ્દને પામે છે.

**अथैनाः दीचीं सप्तपदानि प्रकामयति.**

પરણેલી કન્યા મંગળ ફેરા ફર્યા પછી ઉત્તર દિશાથી આરંભી સપ્તપદીની સાત ઢગલીઓનો અનુક્રમે સ્પર્શ કરે છે ત્યારે વરની જે પ્રતિજ્ઞાઓ થાય છે તે નીચે પ્રમાણે.

**" एकमिषविष्णुस्त्वा नयतु. "**

ભૂલોક કે જે પુરૂષાર્થનું સર્વ સ્વરૂપ છે તે સ્થાન પરમ કૃપાળુ ઇશ્વર પ્રાપ્ત કરાવો, અને તેમાં હે સહચરી સમસ્ત માંગલિક પ્રસંગોથી યુક્ત સૌભાગ્ય તથા ગૃહકાર્યભાર મેળવવા અધિષ્ઠાતા થા.

"द्वे उर्जोविष्णुस्त्वा नयतु"

હે સહચરી તારા શૌર્યથી મારા બળમાં વૃદ્ધિ થશે; માટે ભૂલોક અને ભુવર્લોકના સ્થાનમાં બળવાન થવા પરમાત્મા સહાયક થાઓ.

"त्रीणि रायस्पोषाय विष्णुस्त्वा नयतु"

હે સહચરી ભૂલોક, ભુવર્લોક અને સ્વર્ગલોકના સ્થાનમાં ધનની અભિવૃદ્ધિ કરવા માટે મારા ઘરની તું પ્રધાન થા.

"चत्वारि मायोभवाय विष्णुस्त्वा नयतु"

હે સહચરી ઉપર જણાવેલાં ભૂલોક આદિ ત્રણ લોક સહિત મહર્લોકમાં સૌખ્ય યુક્ત રહેવા નું મારા ઘરની અધિકારી થા.

"पंचपशुभ्यो विष्णुस्त्वा नयतु"

હે સહચરી ઉપર કહેલા ચારલોક સમેત જનલોક એટલે પાંચે લોકના સ્થાનમાં મારા ઘરના પશુઓની સંભાળ રાખવા પ્રભુ તને પ્રાપ્ત કરો.

"षड्ऋतुभ्यो विष्णुस्त्वा नयतु"

હે સહચરી ઉપરોક્ત પાંચલોક સંયુક્ત તપલોકના સ્થાનમાં છ ઋતુઓનું સુખ તારાથી મને પ્રાપ્ત થાઓ.

"सखे सप्तपदा भव सा मामनुव्रता
भव विष्णुस्त्वा नयतु"

હે સહધર્મિણી ! ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જન, તપ, અને સત્ય એ પ્રમાણેના સાત લોકમાં મારાથી સુખ ભોગવનારી સહચરી થા.

ઉપર કહેલી વરની પ્રતિજ્ઞારૂપ સપ્તપદીની ક્રિયા થવાથી પરસ્પર સ્નેહપાશ બંધાય છે, એટલે તે સમયથી સ્ત્રી પતિને

સ્વાધીન થઈ નીચેના સાત શ્લોકોથી પોતાના પ્રાણેશ પ્રતિ પ્રતિજ્ઞા કરે છે કે હું તમારા ગૃહમાં આ પ્રમાણે વર્ત્તીશ.

**“ त्वत्तोमेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः**
**देवैः सम्पादितोमह्यं वधूराद्येपदेऽब्रवीत् ॥ १ ॥ ”**

અનેક પુણ્ય સંચયથી અને દેવતાઓની કૃપાથી, તમારા જેવા સ્વામીને વરવાથી હે પ્રાણેશ! આ જગતમાં હું સૌભાગ્યને પ્રાપ્ત થઈ છું; એ પ્રમાણે કન્યા પ્રથમ ડગલું ભરતી વેળા બોલે છે.

**“ कुटंबं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ॥**
**यथालब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥ २ ॥”**

હે પ્રાણેશ! તમારા વડીલોને મારાજ વડીલ માની તેઓની અનુજ્ઞામાં રહીશ, અને બાળક તથા કુટુંબનું સંરક્ષણ કરીશ તથા પ્રારબ્ધાનુસાર જે દ્રવ્ય મળે તેથી પૂર્ણ સંતોષી રહીશ ને તમારા પ્રત્યે કદાપિ ખિન્ન વચન બોલીશ નહિ; તેમ બીજું ડગલું ભરતી વેળાએ કન્યા બોલે છે.

**“ मिष्टान्न व्यञ्जनादीनि काले संपादये तव ॥**
**आज्ञासम्पादिनी नित्यं तृतीये साब्रवीद्वरम् ॥३॥”**

હે પ્રાણેશ! આપની આજ્ઞા મુજબ વર્તી સમયે સમયની ઉત્તમ રસોઈ કરી આપસહ કુટુંબને ભોજનથી સંતોષ આપીશ તે પ્રમાણે ત્રીજી વખત બોલે છે.

**“ शुचिः शृंगार भूषाहं वाङ्मनः कायकर्मभिः ॥**
**क्रीडेष्यामि त्वया सार्द्धं तुरीये सा वदेद्वरम् ॥४॥”**

હે પ્રાણેશ! નિત્ય શણગાર ધારણ કરી, અતિપવિત્રપણે મન, વાણી અને સત્કર્મથી શુભચિંતક થઈ આપની સાથે ક્રીડા કરીશ તેમ ચોથા ડગલે બોલે છે.

"दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी ॥
नाहं परनरं गच्छे पञ्चमे सा ब्रवीत्यतम् ॥ ५ ॥"

દુઃખને વખતે ધીરજ આપવાવાળી, સુખમાં પ્રસન્નતાવાળી થઇ તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી રહી અન્ય પુરૂષની ઇચ્છા કદાપિ કરીશ નહિ એ પ્રમાણે પાંચમીવાર બોલે છે.

"सुखेन सर्वे कर्माणि करिष्यामि गृहे तव ॥
सेवां श्वशुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ॥
नाहं प्रियेण वञ्च्याहि कन्या षष्ठ पदेऽब्रवीत् ॥६॥"

હે પ્રાણેશ ! સાસુ–સસરાની સેવા કરી તમારા ભાઇ–ભાંડુઓને સત્કાર કરી સુખેથી ગૃહ કાર્ય હું સારી રીતે બજાવીશ તેમજ જ્યાં તમે ત્યાં હું રહીશ અને કોઈ દિવસ હું તમારા પ્રત્યે છલતા નહિ કરૂં તથા તમે પણ મારા પ્રત્યે છલતા ન કરશો આ પ્રમાણે છઠ્ઠે પગલે બોલે છે.

"होम यज्ञादि कार्येषु भवामि च सहायिनी ॥
धर्मार्थकामकार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिर्भूतोसि सांप्रतम् ॥
देहो मयार्पितस्तुभ्यं सप्तमे सा ब्रवीद्वरम् ॥७॥

હે પ્રાણેશ ! તમારી આજ્ઞા પાળી ધર્મ, અર્થ અને કામ આ ત્રણે પુરૂષાર્થમાં જોડાઇ યજ્ઞાદિક અને દેવકાર્યમાં સહાય કરનારી થઇશ બ્રાહ્મણ, અગ્નિ તથા સગાંસંબંધી સમક્ષ તમે મારા પતિ થયા છો, મેં મારો દેહ તમને અર્પણ કર્યો છે માટે તમારી આજ્ઞાનું કોઈ દિવસ ઉલ્લંઘન નહિ કરૂં. આ પ્રમાણે કન્યા સાતમા પગલા વખતે બોલે છે.

---

શ્રીઃ

# મહિલા મોક્ષ.

( આવોને નંદલાલ રમવા આવોને રે એ ઢાળ. )

શીખ કહું એક શાણી બ્હેનો શીખ સુણોને.
નહીં તો જીવિત ધૂળધાણી, બ્હેનો શીખ સુણોને. ૧

શાન્ત અખંડ સદા સુખ લેવા, આશ કરી પતિની કરો સેવા;
અન્ય તજો દૂર હેવા, બ્હેનો શીખ સુણોને. ૨

સૌભાગ્યનો શણગાર ન તજવો, અબળા સદા સુખ મારગ સજવો;
પતિને કદી નહીં પજવો, બ્હેનો શીખ સુણોને. ૩

પ્રાણપતિ તમ ઇષ્ટ છે શ્યામા, ચીડવશો નહીં એને કશામાં;
હાણ છે ઝાઝું હસ્યામાં બ્હેનો શીખ સુણોને. ૪

સ્વામી તો બ્રહ્મા ને શિવ સમ લેખો, અન્ય પુરૂષને કદિ નહીં લેખો;
પ્રેમથી નાથને પેખો, બ્હેનો શીખ સુણોને. ૫

ભામિની કંથ ભૂષણ છે તમારો, શ્રી પ્રભુને કરજોડી પોકારો;
વ્હાલાની આયુ વધારો, બ્હેનો શીખ સુણોને. ૬

પૂજન નિત્ય પતિતણું કરવું, વામા સદા શુભ પંથે વિચરવું;
દુષ્ટ થકી દીલ ડરવું, બ્હેનો શીખ સુણોને. ૭

ચાલવું ચોંપથી નિત્ય ચતુરા, સ્વામીની સેવામાં રહોના અધૂરાં;
કોડ થશે સહુ પૂરા, બ્હેનો શીખ સુણોને. ૮

કામ વિના પરઘેર ન જાવું, રસ્તે જતાં કદી ખોટી ન થાવું;
મારગ સુખનો બતાવું, બ્હેનો શીખ સુણોને. ૯

પતિને પૂછયા વીણ કયાંઇ ન જાશો, નિરખો નહીં નાટક કે તમાશો;
વિશ્વમહીં વખણાશો, બ્હેનો શીખ સુણોને. ૧૦

શિયળ સદા સાચવજો તમારૂં, વદવું વચન મુખમાંથી રસાળું;
ચહાવું સરવતણું સારૂં, બ્હેનો શીખ સુણોને. ૧૧

વસ્ત્ર ન પહેરવાં ઝીણાં શરીરે, ન્હાવું સદા બ્હેનો નિર્મળ નીરે;
લોપો ન લાજ લગીરે, બ્હેનો શીખ સુણોને. ૧૨

પીયરવલાં બહુ બ્હેન ન થાવું, સર્વમહીં ગુણવંત ગણાવું;
ગીત નઠારૂં ન ગાવું, બ્હેનો શીખ સુણોને. ૧૩

થાવું કુશળ શીખવી શુભરીતી, આચરવી નહીં સ્વપ્ને અનીતિ;
રાખવી મંગળ નીતિ, બ્હેનો શીખ સુણોને. ૧૪

સુંદર રોજ રસોઇ બનાવો, ઉત્તમ કાર્ય કરી લેવો લ્હાવો;
ડાહ્યાં બધામાં ગણાઓ, બ્હેનો શીખ સુણોને. ૧૫

પતિને જમાડયા પછી રોજ જમવું, ચોપાટ કે ગંજીફાથી ન રમવું;
ભામિની બહાર ન ભમવું; બ્હેનો શીખ સુણોને. ૧૬

શિક્ષા સદા સુજ્ઞ નારની ધરવી, ઘરની વાતો કદી બહાર ન કરવી;
નરસી સોબત પરહરવી, બ્હેનો શીખ સુણોને. ૧૭

રાંધવું સર્વ સદા શુભ રીતે, પીરસવું પ્રાણનાથને પ્રીતે;
ધરજો શીખામણ ચિત્તે, બ્હેનો શીખ સુણોને. ૧૮

સંસારનો સહુ સારજ જાણો, સ્વામી સેવા મહીં સ્નેહથી માણો;
રોષ ન કોપર આણો, બ્હેનો શીખ સુણોને. ૧૯

કાળ કદીએ નકામો ન ગાળો, દુષ્ટ વેણે કોનાં ચિત્ત ન બાળો;
વૃત્તિ દયા ભણી વાળો, બ્હેનો શીખ સુણોને. ૨૦

ધરવી સદા પતિની શીખ માથે, તરત કરો જે કહ્યું હોય નાથે;
લડતાં નહીં કોઈ સાથે, બ્હેનો શીખ સુણોને. ૨૧

ટંટો ફીસાદ કોથી નવ કરવાં, ઢોંગ કરી કદી નેત્ર ન ભરવાં;
દુઃખ પડે તે વીસરવાં, બ્હેનો શીખ સુણોને. ૨૨

મગરૂરી ધન યૌવનની ન રાખો, સ્વામી સેવા તણો સ્વાદજ ચાખો;
જૂઠ કદી નહીં ભાખો, બ્હેનો શીખ સુણોને. ૨૩

ભૂલજો થાય કંઈક તમારી, વિનયવડે માફી માગવી સારી;
નહીંતો થશે કલેશ ભારી, બ્હેનો શીખ સુણોને. ૨૪

સગાંની સાથ હળી મળી ચાલો, ગર્વ કરી મનમાં નવ મ્હાલો;
કરવો નહીં ઠાઠ ઠાલો, બ્હેનો શીખ સુણોને. ૨૫

બોલવું ચાલવું જોઇ વિચારી, રહેવું વિનયથી વિવેક વધારી;
તજવી ખોટી હુંશીઆરી, બ્હેનો શીખ સુણોને. ૨૬

સંપી સહુથી રામા રોજ રહેવું, સંકટ સજની ધીરજથી સહેવું;
કોને કેવેણુ ન કહેવું, બ્હેનો શીખ સુણોને. ૨૭

સાસુ નણંદને નહીરે સંતાપો, મેણાં કહી કષ્ટ કોને ન આપો;
દીનનાં દુખડાં કાપો, બ્હેનો શીખ સુણોને. ૨૮

સાસુ દેરાણી જેઠાણીને નણદી, સસરો દીયર વળી સાથ સંબંધી;
રહેજો વનિતાઓ વંદી, બ્હેનો શીખ સુણોને. ૨૯

માતને તાતનું નામ દીપાવો, સદગુણથી નિજ કુળ શોભાવો;
સમય મળે નહીં આવો, બ્હેનો શીખ સુણોને. ૩૦

વાસણ કુસણ રાચ રચીલાં, કપડાં ઘરેણાં ને પૈસા બચેલા;
જાળવવા જનમેલાં, બ્હેનો શીખ સુણોને. ૩૧

દળવું સોવું અને ભરવું ચીતરવું, ખાંડવું રાંધવું ધોવું વીંછળવું;
કાળજી રાખીને કરવું, બ્હેનો શીખ સુણોને. ૩૨

બાળને ક્રોધ કરી નહીં મારો, રાત દિવસ બોધ આપવો સારો;
હુન્નર દેજો હજારો, બ્હેનો શીખ સુણોને. ૩૩

સંતાનને કેળવણી દ્યો સારી, પડે ન જે થકી ટેવ નઠારી;
શીખવો બોલી રસાળી, બ્હેનો શીખ સુણોને. ૩૪

બાળકને શુભ વિદ્યા ભણાવો, બાળપણે વળી નહીં પરણાવો;
તો તો હિતેચ્છુ ગણાઓ, બ્હેનો શીખ સુણોને. ૩૫

પુસ્તક સારાં સદા વળી વાંચો; ભણતરમો ઉપયોગ એ સાચો;
અન્ય ઉપાય છે કાચો, બ્હેનો શીખ સુણોને. ૩૬

સતીઓ પવિત્રનાં વાંચો ચરિત્ર, જુઓ સીતા દમયંતીનાં ચિત્ર;
જેનાં તારામતી, મિત્ર, બ્હેનો શીખ સુણોને. ૩૭

વેદવતી, પારવતી, સુમિત્રા, અશ્રુમતિ, ઈલા ને લોપામુદ્રા,
તેવાં સતી છે સુભદ્રા, બ્હેનો શીખ સુણોને. ૩૮

સતીઓ અનેક થઈ હિંદમાંહીં, જે તણાં પુન્યનો પારજ નાંહીં;
વિશ્વ વિષે વખણાઇ, બ્હેનો શીખ સુણોને. ૩૯

ગાશે તે તો ગંગામહીં નાશે, સાંભળનારનાં પાતક જાશે;
વૈકુન્ઠ દર્શન થાશે, બ્હેનો શીખ સુણોને. ૪૦

બ્હેનો જે નર્મદની શીખ ધરશે, કંથની સેવા સાચે દીલે કરશે;
તે ભવસાગર તરશે, બ્હેનો શીખ સુણોને, ૪૧

---

## હિંદુસ્થાનનો ઉદય કયારે થશે ?

સારૂં સારૂંરે સુરત શહેર મુંબઇ અલબેલી એ ઢાળ.

મમ પ્યારા હિંદુસ્થાન ત્હારો જય થાશે;
સમજી શુભ પંથે ચાલ તો સંકટ જાશે. ૧

પ્રથમ ખોટ છે હાય ખરેખર બ્રહ્મચર્યની ભારે રે,
બાળલગ્નનાં બંધનથી જો ઇશ્વર તુજને તારે,
ત્યારે જય થાશે—મમ. ૨

ચાહ કૅાફીને અફીણ ભાંગ સાટે વપરાશે દૂધરે;
દુર્વ્યસનનો ત્યાગ થશે તે પછી આવશે સુદ્ધ,
ત્યારે જય થાશે—મમ. ૩

સદ્વિદ્યા પર સ્નેહ થશે આળસ સહુ જાશે જ્યારે રે;
નિજધર્મપર ધ્યાન દઈ ઉદ્યોગ સુઝશે ત્યારે,
ત્હારો જય થાશે—મમ. ૪

વખત તણો વ્યય નિશદિન થાશે જો સહુ ઉત્તમ કામેરે;
એક બીજાનું હિત ચ્હાશે જો તો જસ ત્હારો જામે,
ત્યારે જય થાશે—મમ. ૫

વિદ્યાવંત અને ધનવંતો જો ઉત્તેજન આપેરે;
કમાઈમાંથી ખરચ કરીને પરનાં સંકટ કાપે,
ત્યારે જય થાશે—મમ. ૬

ભામનીઓ ભારત માતાની કેળવણી લઇ સારીરે;
શિક્ષણનો આદર્શ અમૂલો લેશે નરને નારી,
ત્યારે જય થાશે—મમ. ૭

વૃદ્ધ બાળકને યુવાન સઘળા સ્વકર્મ પંથ વળશેરે;
જ્ઞાનગુણની ગ્રંથીથી ભાવી ભારતનું ફળશે,
ત્યારે જય થાશે—મમ. ૮

ધીરજ અને ઉદ્યમથી ઈશ્વર સહાય થશે એ માનીરે,
શાસ્ત્ર તણી આજ્ઞા અનુસરતાં અડચણ તુજને શાની ?
ત્હારો જય થાશે—મમ. ૯

જ્ઞાન અને સદ્‌ગુણ સેવતાં સ્વર્ગ સમો સંસારરે;
અસારમાંથી સાર સમજતાં નર્મદ બેડો પાર,
ત્હારો જય થાશે—મમ. ૧૦

# સાવરણી.

( વ્હાલાજીના મહિનાનો રાગ. )

સાવરણી સુણ સાચે સાચી વાતરે. સાવરણી,
તું ગુણવંતી થઇ વિશ્વ વિષે વિખ્યાત. શાણી સાવરણી. ૧
લોક તણો ઉપકાર કરે બહુ પેરરે સાવરણી,
તેથી તુજને સંઘરતા ઘેરેઘેર. શાણી સાવરણી. ૨
રૂપ ન દેખું તુજમાં હું તલ ભારરે સાવરણી,
તોપણ તુજ ઉપર મોહી રહ્યાં નરનાર. શાણી સાવરણી ૩
દેખાવે તું દીસે ન્હાની બાળરે સાવરણી,
પણ સુધરે તુજ હસ્તીથી મ્હેલ વિશાળ. શાણી સાવરણી. ૪
વસ્તુતઃ જોતાં બહુ ત્હારૂં નહીં મૂલરે સાવરણી,
પણ કામણગારી ત્હારૂં કામ અમૂલ. શાણી સાવરણી. ૫
કચરો કસ્તર કે ધૂળ સદનમાં થાયરે સાવરણી,
દ્રષ્ટિ સહુ જનની તુજપર તરતજ જાય. શાણી સાવરણી. ૬
ચોક અગાશી ગોખ ઝરૂખા માળરે સાવરણી,
તું ઝંપટ ઝપાટી સાફ કરે તત્કાળ. શાણી સાવરણી. ૭
સ્રી જાતીથી ઓપે ઘર સંસારરે સાવરણી.
ત્યમ તું તુજ ગુણે ગૃહનો થઈ શણગાર. શાણી સાવરણી. ૮
સ્રી જાતી સાથે બહુ તુજ વ્યવ્હારરે સાવરણી,
તો હિંદ તણી અબળાને કંઇક સુધાર. શાણી સાવરણી. ૯
સ્વકર્મનો સુંદરીઓને કર બોધરે સાવરણી,
જો કરે ખરે તુજ સદ્ગુણની કોઈ શોધ. શાણી સાવરણી. ૧૦

ન. ગ. ઠાકર.

# લગ્નનાં ગીત.

### ગણેશમાટલી લાવ્યા પછી ઘરમાં ગાવાનું ગીત.*

### ગીત ૧ લું.

ગણેશ પાટ બેસાડીએ, ભલાં નીપજે પકવાન.
સગાં સંબંધી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે આંગણે પીપડો, તેનો તે ધન અવતાર,
સાંજે સવારે પૂજીએ જો પુજ્યા હોય મોરાર.
જેને તે પેટે ચાર દીકરા, તેનો તે ધન અવતાર,
ચારે વહુઓ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે પેટે એક દીકરી, તેનો તે ધન અવતાર,
સાંચ્યાં સુંચ્યા ધન વાવરે, જો પૂજ્યા હોય મોરાર.
જેને તે આંગણ જોડણી, તેનો તે ધન અવતાર,
સાંજે સવારે દોહી વળે, જો પૂજ્યા હોય મોરાર.
રાતો તે ચુડો મારો રંગ ભર્યો, કોરોને કમખો હાથ,
ઘરચોળે ગડ ભાગીએ, જો પૂજ્યા હોય મોરાર.
કાઠા તે ઘઉંની રોટલી, માંહી ગળગળીયો કંસાર,
ભેગાં બેશી આરોગીએ, જો પૂજ્યા હોય મોરાર.

### ગીત ૨ જું.

આગી આંગળી ભીંજાય મારો નખ નમેરે,
મારો ફરકે છે ડાબા પગનો લાંક,
કીયા ભાઇ ઘેર આવશેરે.
મારા કીયા ભાઇ આવ્યા કીયાભાઇ આવશેરે.
હુંતો જોઉરે મારા કીયા ભાઇની વાટ,
કીયા ભાઇ આવે રંગ રહેશેરે.

### ગીત ૩ જું.

જીરે સરસ્વતી સ્વામીને વીનવું, જીરે ગણપત લાગવું પાય.
મેં ઓઢીરે ચુંદડી.
જીરે કોણુ રાયે માલજ હોરીયો, જીરે કોણુ રાય ખરચે છે દ્રવ્ય. મેં૦
જીરે કોણુ રાયે વાણો તે નાંખીઓ, જીરે તાણો તાણ્યો ગુજરાત. મે૦

જીરે કીયો રંગારો રંગી ગયો, જીરે કીયે બંબારે બાંધી ભાત. મેં૦
જીરે હોડી પહેરી કેઇ બેન સાંચર્યા, અમદાવાદ નગર હેઠ. મેં૦
જીરે રાયે તે ઘોડો રાખીયો, સુલતાને પુછી છે વાત. મેં૦
જીરે કોણુસકેરીરે બેનડી, જીરે કોણુસને અરધાંગ. મેં૦

## ગીત ૪ થું.

લાડકડી ચડીરે કમાડ સુંદર વરને નિરખવારે,
દાદાજી મુજને પરણુાવો મેં ન્યાળ્યો નિશાળીઓયે;
કહો બેટી કયાં થકી દીઠો કે શેણેરે તારાં દીલ વસ્યાંરે,
નિશાળે ભણુતેલો દીઠો અક્ષરે મારાં દીલ વસ્યાંરે.

## ગીત ૫ મું.

સુડલા કોયલડી વીનવેરે, આવી રૂડી આંબલીઆ ડાળ,
સરોવરીઆ પાળ, મુકીને કોયલ કયાં ગ્યાંતાંરે.
શીળારે કીયા ભાઇના માંડવારે ખજાના વાળ્યા છે ખડકલારે,
જલેબીએ બાંધી છે પાળ, જેવાને અઇ ત્યાં ગ્યાંતાંરે.
શીળારે કીયા ભાઇના માંડવારે, ભાંગોના વાળ્યા છે ખડકલારે,
અફીણે બાંધી છે પાળ, જેવાને અમે ત્યાં ગ્યાંતાંરે.
શીળારે કીયા ભાઇના માંડવારે, ઘોડીલા બાંધ્યા છે બારણેરે,
હાથી ઝુલે છે દરબાર, જેવાને અમે ત્યાં ગ્યાંતાંરે.
શીળારે કીયા ભાઇના માંડવારે, કુતરા બાંધ્યાં છે બારણેરે,
ગધેડાં ભૂંકે ઘરબાર, જેવાને અમે ત્યાં ગ્યાંતાંરે.

## ગીત ૬ ઠું.

જીરે ઈંટ ચેણુંને ઘર નીપજે;
નીપજે નીપજેરે રૂડો મેડીને મહોલ, વધાવો મેં સુણ્યો.
જીરે ઓરડાનું માંડણુ, દીવડો, દીવડાનુંરે માંડણુ રૂડી જ્યોત. વ૦
જીરે પરસાળનું માંડણુ પારણું, પારણાનુંરે માંડણુ રૂડો પુત્ર. વ૦
જીરે મેડીનું માંડણ ઢોલીયો, ઢોલીયાનુંરે માંડણુ રૂડો કંથ. વ૦
જીરે પુરૂષનું માંડણુ પાઘડી, પાઘડીનુંરે માંડણુ રૂડું ફુલ. વ૦
જીરે સ્ત્રીનું માંડણુ રૂડી કંચુકી, કંચુકીનુંરે માંડણુ રૂડો હાર. વ૦
હુંતો વારીરે કીયા ભાઇની વાડીને,
વાડીમાં નીપજેરે રૂડો કંકુનો છોડ. વધાવો.
જીરે કંકુ ઘોળુંને રસ નીપજે,

ચાંલ્લા કરશેરે મારી બાજુડી જાન (બહેન) વધાવો.
હુંતો વારીરે કર્માં વહુના લટકાને,
ઘણું ડાહીરે, થોડા બોલીરે, તારૂં ઘરેણું દેખાડ. વધાવો.
મારે ઝાલને ઉપર ઝુમણું,
ઘરેણું ઘડાવશેરે કીયાં બહેનનાં વીર. વધાવો,

## ગીત ૭ મું.

રૂક્ષમણી લખી કાગળ મોકલેરે, દ્વારીકાંના નાથરે, જાદવરાય૦
કુંદનપુરમાં પધારજોરે,
વાંચીને પત્ર વર્ણવુંરે, હરોભટને હાથરે, જાદવરાય૦
સામળીએ તે સાંભળ્યોરે, વહાલે પરણવાની વાતરે, જાદવરાય૦
રૂપ તમારૂં રૂદે ધર્યુંરે, નારદજીને મુખરે જાદવરાય૦
તે દિનથી તમ કારણેરે, તજી તરશ ને ભુખરે, જાદવરાય૦
જસ તમારા સાંભળીરે, તૃપ્તી ન થાય મારા કાનરે, જાદવરાય૦
આંખલડીએ આંસુ ભર્યાંરે, ભક્તવત્સલ ભગવાનરે, જાદવરાય૦
હુ છું હંસના ભાગ્યનીરે, શીયાળ લઇ જાયરે, જાદવરાય૦
શિશુપાળ સેના લઇ આવીયોરે, ત્યાં મુજને કરજો સાહ્યરે, જાદવરાય૦
હું છું જનમો જનમનીરે, ચરણ કમળની દાસરે, જાદવરાય૦
રઘુનાથના સ્વામી સાંભળોરે, અબળાની પૂરજો આશરે, જાદવરાય૦
શુકન થયે ભટ આવીયારે, દીઠા હરિ સમર્થરે, જાદવરાય૦
ભીષ્મકરાય સામા ગયારે, લોક થયા પ્રસન્નરે, જાદવરાય૦
વધામણી વિવેકશુંરે, પોતે લાવ્યા પાયરે, જાદવરાય૦
વસુદેવ સુતને જોઇનેરે, આપ્યાં આસન દીધાં માનરે, જારવરાય૦
નર નારી વાતો કરેરે, વર નહીં વરવા લાયકરે, જાદવરાય૦
વીઠલજી વર હોયતોરે, પુત્રીનાં પૂરણ ભાગ્યરે, જાદવરાય૦
શિશુપાળે શ્રવણે સાંભળ્યુંરે, જો ત્યાં લાગી વારરે, જાદવરાય૦
કુંદનપુરમાં પધારીયારે.
કપટી કપટ કરશે ઘણુંયે, ગાયોનો ગોવાળરે, જાદવરાય૦
લગ્ન સમે સહુ સુંદરીરે પુજન કરવા જાયરે, જાદવરાય૦
પૂજા કીધી પ્રેમશુંરે, માનની મંગળ ગાયરે, જાદવરાય૦
આંગણે આવી નીહાળીયુંરે, દીઠા હરી સમર્થરે, જાદવરાય૦
કર માંહી કર આપીયોરે બાળકી બેડી રથ માંહીરે, જાદવરાય૦

હરણ કરીને પ્રુતીઆરે રૂક્ષ્મણીને લઈ જાયરે, જાદવરાય.
રઘુનાથના સ્વામી સાંભળોરે, ચરણ કમળની હાસરે, જાદવરાય.
કુંદનપુરમાં પધારીયારે.

## ગીત ૮ મું.

સાહેલીરે એઓ મોરીઓ. આંબો અખંડ મંડળથી ઉતર્યો;
જેનો ત્રિભુવનમાં વાસ, સાહેલીરે આંબો મોરીઓ.
વાસુદેવે તે મહા બીજ રોપીયું, થયો દેવકી ક્ષેત્ર પ્રસન્ન. સા૦
આંબો શ્રી જસોદાજીએ સીંચીયો, જેનો નંદ ગોપ રખવાળ, સા૦
આંબો ચતુર યુગ ચાર પલ્લવ છે, એક લક્ષ સહસ્ત્ર હજાર, સા૦
જેને છપન કોટીરે ઝુમખાં, જેનાં પત્ર બધો સંસાર, સા૦
આંબો ધ્રુ પ્રલ્હાદેરે અનુભવ્યો, જેને વરનારી વજનાર, સા૦
મહા મુનિએ નિગમ બિજ રોપીયું; વેદ વ્યાસ તણા મુખમાંહી, સા૦
તેનાં ચતુર શ્લોક ચાર પત્ર થયાં, બાર સ્કંધ ડાળાં સાર, સા૦
ત્રેણુ સહસ્ત્ર તેત્રીસ અપ્યા જેના, ઝુમખાં શ્લોક પત્ર હરાડ હજાર, સા૦
જેને સાસ્ત્ર પુરાણ સાખી થયાં, તેની છાયા થઈ સર્વસ્થ. સા૦
શ્રીમદ્ ભાગવત રૂપી ફળ થયું, શ્રુતિ સ્મૃતિ સઘળાં પત્ર, સા૦
એક શુક પક્ષી ફળ લઈ ગયો, જઈ બેઠો ગંગાતટ જ્યાંય, સા૦
તેના ચાખતામાં રસ સરવર્યો, પડયો પરિક્ષતના મુખ માંહી, સા૦
એ કલ્પદ્રુમ શ્રીકૃષ્ણજી, પૂર્ણ પુરૂષોત્તમ વિશ્વાધાર,
શ્રીકૃષ્ણજી ભાગવત એક છે, હવે વર્ણવું ત્રીજો પ્રકાર. સા૦
કળીયુગનું કારણ જાણીને, કરવા પુષ્ટિ માર્ગ પ્રકાશ, સા૦
પાખંડ કપટ ખંડન કરવા પ્રગટયા પુરૂષોત્તમ કલ્પવૃક્ષ સા૦
ગુણ પત્ની ગંગાધરજી, આદ્યંત તલંગ કુળ સાર, સા૦
લક્ષ્મણભટે મહા બીજ રોપીયું, મહા પ્રભુ યજ્ઞ અવતાર, સા૦
તેનાં ચતુર યુગ ચાર પત્ર થયાં, લક્ષ્મણ ભટજી વલ્લભ શ્યામ, સા૦
ત્રીજું પત્ર તે શ્રી બળદેવજી, તે ગોપીનાથજી નામ,
ચોથું પત્ર શ્રી વિઠ્ઠલનાથજી, પૂર્ણ પુરૂષોત્તમ દીનદયાળ, સા.
તેની સાત કુંવર શાખા થઈ, તેની ચોમેર પ્રગટી ડાળ, સા૦
પ્રથમ મોટી ડાળ શ્રી ગીરધરજી, રહ્યા બે સ્વરૂપ સોહાય, સા૦
શ્રી નવનિધ પિયા મથુરાં નાથજી, શ્રી વલ્લભ સેવે ચર્ણ, સા૦
બીજું ડાળ તે શ્રી ગોવિંદજી, નમે વિઠ્ઠલરાયને પાય, સા૦
ત્રીજું ડાળ તે શ્રી બાળકૃષ્ણજી, દ્વારિકાંનાથજીની સેવાય, સા૦

ચાથું ડાળ શ્રી ગોકુળનાથજી, તેના ગોકુળનાથજી શ્યામ. સા૦
પાંચમી ડાળ તે શ્રી રઘુનાથજી, ગોકુળચંદ્રમાંને રહે શિરનામી, સા૦
છઠી ડાળ તે શ્રા યદુનાથજી, બાળકૃષ્ણજીનું સેવન, સા૦
સાતમી ડાળ તે શ્રી ઘનસ્યામજી, તેણે સેવ્યા તે શ્રી મદનમોહન, સા૦
એ સાતે ડાળો સુંદર બની, સ્વરૂપ સાતને શીર નમાવી, સા૦
તેના લાલ તે નાની ડાળીઓ, રહ્યા કલ્પવૃક્ષ શોભાવી, સા૦
રૂક્ષ્મણી પદમાવતી આદિ જુમખાં, તેની છાંયા થઇ સર્વસ્થ, સા૦
એક બીજ ગ્નાતાએ સીંચીયું, થયા ચોરાશી વૈશ્નવ પત્ર, સા૦
તેને પુષ્ટિ રૂપી ફળ થયું, ભર્યું કૃષ્ણલીલામૃત ગ્નાન, સા૦
અષ્ટ કવી ગોપ એનું જાણુવું, તેણે કીધું પૂર્ણ રસ પાન, સા૦
તેણે પીતાંમાં રસ સરવર્યો, પડયો મરજાદીના મુખમાંહી, સા૦
એની શીતળ છાંયે જે જન ગયા, તે ઉતર્યા ભવપાર, સા૦
જે કોઇ કલ્પવૃક્ષને શરણે જશે તેને નહીં કાળ કર્મનું બંધાણુ સા૦
તેને માયા જાળ પીડે નહીં, ન હોય આવાગમન, સા૦
આંબો જે ગાય સાંભળે, તેને પહોંચે મનની આશ, સા૦
તેને ભક્તિ મુક્ત આપે શ્રીનાથજી, તેનો ભગવત ચરણે નિવાસ,
સાહેલી આંબો મોરીઓ.

ગીત ૯ મું.

રતન બાજઠીયોને મોતીડે જડીયોરે.
કુંવારી કન્યાએ કાગળ લખીને મોકલીયોરે,
વહેલરા આવો કીયા ભાઇના વીરારે,
હું કેમ આવું કીયા ભાઇની બેટીરે,
આગળ દરીયો સમુદ્ર ભરીયોરે.
સમુદ્ર ભરીયો તો વહાણ પુરાવોરે.
તેણે બેશી આવો કીયા ભાઇના વીરારે.

ગીત ૧૦ મું.

એક લીલી તે લીલી લીલડી; એક લીલીનાં જડીત્ર પલાણુરે જગ લાલડી.
એક અમદાવાદ ગામને ગાંદરે, મારી જાનનાં થયાં ઘમસાણુરે; જગ લીલડી.
મારા હાથી દેખીને વહેવાઇ બીહી ગયા; મારા કીયાભાઇએ
સાનમાં સમજાવીયા.
તમે ન બીહીશો કીયાભાઇ બાપડા; તમારી ભલેરી રાખીશ
લાજરે, જગ લીલડી.

# સત કુળના મહીના.

## ગીત ૨૨ મું.

સરસ્વતી સ્વામીને વીનવું ગણુપતિ લાગવું પાયચે,
સતકુલ કુખેરે અવતર્યાં સકલણુ માડીના જાયારે.
સઠામે પરણાવીને કુંવર લડાવીને ગાયારે,
મેં તને વહેવાઇ વારીયો જેઠનાં લગ્ન ન લેશોરે;
જેને હુનાળોરે રવ:રવે નહીં મળે ખોળ કપાસરે;
નહીં મળે ખોળ કપાસ તો નહીં મળે ચારને પાણીરે;
નહીં મળે ચારને પાણી તો નહીં આવે ગોર ગોરાણીરે;
નહીં આવે ગોર ગોરાણી તો નહીં આવે ભાઇ ભત્રીજારે,
નહીં આવે ભાઇ ભત્રીજા તો નહીં આવે બહેન ભાણેજરે;
વેવાઇ આવતાં જાણીને સંબંધીએ સાલ રોપાવીરે,
સબંધીએ સાલ રોપાવી તો પીત્રાઇએ વાવ ખોદાવીરે,
પીત્રાઇએ વાવ ખોદાવી તો ગોત્રાઇએ દુગ્ધે સીંચાવીરે,
અસાડ માસે વહુવારૂ તો સુતી સુવાવડ માહીરે,
સુતી સુવાવડ એમ ભણે પુત્ર પરણાવીશું કાલેરે;
પુત્રજી તમને પરણાવીને થઇશું કુંવરની માડીરે;
ચોક વચે બાજઠ ઢાળીને દુધે પખાળીશું પાયરે,
દુધે પખાળીશું પાય તો કંકુએ પીળાવીશું મુખરે,
કંકુએ પીળાવીશું મુખ તો મોતીડે વધાવીશું ખુંપરે,
શ્રાવણ વરસે સરવડે નદીએ છે નીરમળાં નીરરે;
નદીએ છે નીરમળાં નીર તો પામ્યાછો બાવન વીરરે;
ભાદરવો ભેર ગાજીયો ભરીયાં છે મહીનાં માટરે,
ભરીયાંછે મહીનાં માટ તો તમ સર ઢળીયાછે ઘાટરે.
આસો માસે વહુવારૂ તો ચોરીમાં જમ્યાં છો કુરરે,
ચોરીમાં જમ્યાછો કુર તો પૂજ્યા ઉગમતા સુરરે;
કારતક માસે વહુવારૂ તો ચોરીમાં જમ્યા કંસારરે,
ચોરીમાં જમ્યાં કંસાર તો જીત્યાંછો સકળ સંસારરે;
માગસર માસે વહુવારૂ તો અંબીકા પૂજ્યાં છે બાળીરે;
અંબીકા પૂજ્યાંછે બાળી તો તુઠયાં છે ગોત્રજ માડીરે.

પોષ માસે વહુવારૂ તો નાહ્યાછો ગાગરે જાણીરે.
નાહ્યાછો ગાગરે જાણી તો સસરાએ ઘાટડી આણીરે;
મહા માસે વહુવારૂ તો અચળા ચાલ્યાં શીળારે,|
અચળાં ચાલ્યાંછે શીળા તો કરજો વહેરને લીલારે.
ફાગણુ માસે વહુવારૂ તો અંબિકા પુજ્યાંછે :ભોળીરે,
અંબિકા પુજ્યાં છે ભોળી તો સાંઇ પુજાવીશું હોળાઇ.
ચૈતર માસે વહુવારૂ તો હીંદોળા બાંધ્યાછે બહારરે,
હીંદોળા બાધ્યા છે બહાર તો હીંચે છે દેવ મોરારરે.
વઇશાખે વન મોદીઓ એકજ મોરીછે અરણીરે,
આગળ જે કન્યા ચિંતવતાં તે મારા જીયાવરને પરણીરે.
પાળી પોષીને મોટાં કર્યાં વરસજ સાતનાં કીધાંરે,
સાજન સઉકારે દેખતા સસરે ઉલાણીને લીધાંરે.

## રૂક્ષ્મણી વીવાહ.

### ગીત ૧૨ મું.

કુંદનપુર :વિવાહ રચ્યો ભૂપતિ ભીમકરાય,
કન્યા દેવા શ્રી કૃષ્ણને આનંદ ઉર ન સમાય.
રૂક્મૈયાએ તે જાણીયું ઉર વાધ્યો અતીસેં કાળ,
કન્યા ન આપું કૃષ્ણને એ છે ગાયોતણો ગોવાળ.
રૂક્મૈયાનું મન મેલુંને વડાવ્યો શિશુપાળ,
રૂક્ષ્મણીએ તે ખબર જાણી ને અંતર ઉઠી જાળ.
દૂર ઘણી દ્વારામતી રહ્યો લગ્ન વચ્ચે દિન એક.
અંતરયામી આવજો રાખજો મારો ટેક.
એવું તે કહીને કુંવરી કાગળ લખવાની આશ,
મુકતાનંદ કહે માનની થઇ જગ થકીરે ઉદાશ.

### ગીત ૧૩ મું.

મારી સાર લેજો અવીનાશીરે, જાણી જનમોજનમની દાસીરે,
વાંચી કાગળ વહેલેરા આવોરે, મારા તનના તે તાપ શમાવોરે.
દિન એક લગ્ન વચ્ચે જાણીરે; વહેલા આવો સારંગપાણીરે.
મેંતો તમ અર્થે તન કરીયુંરે; મેંતો તમ ચરણે ચિત્ત ધરીયુંરે;
જો નાથ ન આવો વહેલારે; તજું પ્રાણ લગનથી પહેલારે.

## ગીત ૧૪ મું.

લખી કાગળ વિપ્ર સિધાવ્યોરે; હરિની કરૂણાથી દ્વારિકાં આવ્યોરે.
દેખી દ્વારિકાં સુખ ધામરે; તેના રાજા છે સુંદર શ્યામરે.
વહાલે વિપ્રને આવતા જાણીરે; ઉઠયા સન્મુખ સારંગપાણીરે.
પુછી ક્ષેમને કાગળ લીધોરે; વાંચી પત્ર હર્ષ દ્રઢ કીધોરે.
પુજ્યા વિપ્રને દઈ ઘણું માનરે; જવા તૈયાર થયા ભગવાનરે.
સાથે વિપ્રને રથમાં બેસાડીરે, ચાલ્યા કુંદનપુર શ્રી મોરારીરે.
એવા ભક્તવત્સલ ગિરધારીરે. જાય મુક્તાનંદ બલીહારીરે.

## ગીત ૧૫ મું.

માનની મનમાં ચિંતવે કેમ ન આવ્યા સુંદર શ્યામ,
વાર થઇ કેમ વિપ્રને નવ સર્યું મારૂં કામ.
જો નહિ આવે જદૂપતિ તો તજીશ મારા પ્રાણ,
એવામાં દ્વિજ આવીઓ જેમ આવે રામનું બાણ.
વિપ્ર જોઇને મનમાં આનંદ વાધ્યો અપાર,
પ્રાણજીવન પધારીઆ જગજીવન જગ આધાર.
કુંદનપુર હરિ આવીઆ સુણી ભૂપતિ ભીમકરાય,
સામા જઇ સન્માન કીધું આનંદ ઊર ન સમાય.
ત્રીકમ તોરણે આવીઆ વર્ત્યો જેજેકાર,
મુક્તાનંદ કહે માનની પુણ્ય તણો નહિં પાર.

# સીતાજીનો સોહલો.

## ગીત ૧૬ મું.

જનકને ઘેર કન્યા કુંવારી, અઉદ લોકની માત;
તે વરશે રઘુનાથજીરે, જેનો મહિમા વિશ્વવિખ્યાત,
સીતાજીનો સોહલો

જનકના દરબારનીરે, શોભા કહી નવ જાય;
કનક મહેલ રચાવીયારે, તેતો ઝગમગ ઝગમગ થાય. સી૦
ચિત્રામણમાં મીના ભર્યારે, મેડી અટારીને ગોખ;
કાંતિ મણિના જેવી જળહળેરે, પૂર્યા અમૂલખ ચોક.
સીતા૦

તરીઆ તોરણ દ્વારે બંધાવો, વાજિત્રના ઘમઘોર:
નેજા પતાકા ફરકી રહીરે, તોડે નાચે કનકના મોર. સી૦

સ્ફાટિક સ્તંભ હીરે જડયારે સ્વયંવર મંડપ માંહી.
મોંઘા તે મૂલની પામરી, તેતો બાંધીછે માંહ્યરા માંહી.
કનક કચોળે કંકુ રોળવા, મોતીડે ભરાવો થાળ:
ઘેર બેસાડો ગણપતિરે, દ્વારે બેસાડો દિગપાળ. સી૦

મંગળ ગાયછે માનનીરે, વહેંચ્યા ફોફળ પાન;
ગુણી ગુણવંતી નૃત્ય કરેરે, રાય સઉને દે સન્માન. સી૦

વેદની ધ્વનિ વિપ્ર વદે, કવિજન કીરત ગાય,
અયોધ્યાનો રાજીયો આવીયોરે, સેવક ઇચ્છા ને હરખ ન માય.
સીતાજીનો સોહલો.

## ગીત ૧૭ મું.

આવ્યાં જનક રાયને ઘેર સીતા ઘણું ફુટડાં,
કન્યા કનકની પૂતરીરે, તેજ તણો અંબાર:
દેવ મુનિ કળી ન શકેરે, કહું બુદ્ધિ યથા અનુસાર. સીતા ઘણું ફુટડાં.
સોળ કળા શશી કોટી સરખું વદન કમળ પ્રકાશ;
વેણે વાસુકી મોહી રહ્યારે, માહી પૂર્યા વિજળીએ વાસ. સી૦

કેસર અર્ચા કપાળમાંરે, કુમકુમ કેરો બિંદુ.
ભ્રુકુટીએ ભમ્મર ભમી રહ્યોરે, બેક કસ્તુરી શું સુગંધ. સી૦

નેણ કોરેલાં કુરંગીનારે; કાજળ ઝીણીરે રેખ,
ચતુરા ચોમેર નિહાળતીરે; ભાવે જોતી રઘુવર વંશ. સી૦

ત્રજવે ત્રિભુવન મોહી રહ્યારે, મલકલડે મુખ મોડ;
દંતબત્રીશી હશી રહીરે, જેને રઘુવર સાથે છે કોડ. સી૦

કંઠ કપોતી કામનીરે, ગોરી ગોરે વદન,
અલપ ભરી અલબેલડીરે, ઘણું રૂપાળી રૂપનિધાન. સી૦

પેટથી નારી પાતળીરે, કેસર કટીના લંક,
હળવે હળવે ડગલાં ભરેરે, ચાલ ચતુરાની મેરડાનો વંક. સી૦

ચણીયો તે ચંપા ભર્યોને, સાળુડે કસબી કોર:
પાલવડો મોતી ભર્યોરે ઉર કમખે લખ્યા છે મોર. સી૦

ઉર જોઇ ઉરવસીરે રંભાનું છે રૂપ,
મોહિની જોઇ મૂર્છા થઇરે, લાજ્યું ત્રિલોચનનું સ્વરૂપ. સી૦
ઐરાવતે ઈંદ્ર ચડયો રે વિમાને ચડીઆ દેવ,
તશ્વર પાર્વતી નંદી ચડીયારે, ઇચ્છા પુષ્પવૃષ્ટિ કરેછે સેવ.

સીતા ધણું.

## જનકનો માંડવો.

### ગીત ૧૮ મું.

જનકરાયનેરે માંડવે, ભારે મળીઆછે ભૂપ,
સીતા બેઠીરે બારીએ, નિરખે રઘુવરનું રૂપ. જનક.
કન્યા કહાવેરે તાતને એવો પરણાવો ભૂપ,
ત્રંબક ત્રૈણે કડકા કરે, તેને આપજો કન્યાય. જનક.
અયોધ્યા નગરીનો રાજીઓ, રઘુવર રૂપનિધાન,
તેણે ત્રંબક તોડીયું, ઉતર્યા મહિપતિનાં માન. જનક.
ત્રંબક ત્રૈણે કડકા કર્યા, કોપ્યો પાતાળી શેષ,
પરશુરામ ઝબકીને જાગીઆ, પ્રગટયા ક્ષત્રીનો તન. જનક.
દેવનાં દુંદુભિ ગડગડયા, વળતાં ગાજે નિશાન'
વાજા વિધવિધનાં વાગીઆં, રઘુવર પરણુવા જાય. જનક.
રશેવર ચઉટડે સાંચર્યા, ચઉટે ચમ્મર ઢળાય. જનક
રસેવર પોળેરે સાંચર્યા, પોળીઆ પોળ ઉઘાડ. જનક.
રઘુવર શેરીએ સાંચર્યા, શેરીએ શેત્રંજી ઢળાય. જનક.
રઘુવર જાનીવાસે સાંચર્યા કલુવો સાળીને હાથ. જનક.
રઘુવર તોરણે આવીઆ, સાસુ પોંખવા જાય. જનક.
અંતરપટરે આડા કર્યાં, માનની મંગળ ગાય. જનક.
ધુંસળ મુંસળ રવઇયો, સરીયો સંપુટ ને ત્રાક,
પીંડી પીંડી ઉતારીઆં, નિરખ્યા સાહીને નાક. જનક.
રચેવર માંહ્યરામાં આવીઆ, સુંદર પધરાવ્યા પાટ;
જોડે પધરાવ્યાં જાનકી, ઓઢીને નવરંગી ઘાટ. જનક.
કન્યા કહાવે તાતને. ત્રાંબા ચોરી બંધાવ. જનક.
હાથેવાળોરે મેળવ્યો, આરોપી કંઠે વરમાળ,
ઘુમટામાં નિરખેરે નાગણી, રઘુવર રૂપ રસાળ. જનક.

ઋષિએ મંગળ વરતાવીયું, સાસુ પીરસે કંસાર,
જનક હઇયામાં હરખીયા. આપ્યા અખભંડાર. જનક.
વેદની ધ્વનિ વિપ્ર વદે; પરણ્યું સીતાને રામ,
આનંદ ઓચ્છવ અતિ ઘણો, સર્યાં સેવકનાં કામ. જનક.
મોહી નગરની નારીઓ, જોઇ રઘુવરનું રૂપ,
અયોધ્યા નગરીનો રાજીઓ, ઇચ્છા અકળ સ્વરૂપ. જનક.

## વરકન્યા લઇ જતી વખતનાં ગીત.

---

### ગીત ૧૯ મું.

અમે ખડકીયો ગઢ જીત્યારે આનંદ ભયો.
અમે દીકરો પરણાવીને ઉઠયારે આનંદ ભયો.
લોક કહેશે કીયાબાઇ જૂઠારે, આનંદ૦
એ તો દીકરો પરણાવાને ઉઠયાંરે. આનંદ૦
લોક કહેશે કીયાબાઇ સાચારે, આનંદ૦
એ તો દીકરી પરણાવીને નાઠારે. આનંદ૦

ચરિત સંગ્રહ.



## સ્મરણમાં રાખો કેઃ—

૧. જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે.

૨. સ્ત્રીઓ દુનિઆની દેવીઓ છે અને પુરૂષો દેવો છે.

૩. સદાચરણ મનુષ્ય જાતનો મોટો વારસો છે.

૪. બાળલગ્ને તમારા દેશને ઘણુંજ નુકશાન કર્યું છે.

૫. ભણીને સ્ત્રીઓ સ્વચ્છંદી બને તે કરતાં અભણ રહે તે વધારે સારૂં છે.

૬. કેળવાએલી સ્ત્રીઓના કેળવાયલા પુત્રોથી દેશ દીપે છે.

૭. જે દેશમાં કરોડોની સંખ્યામાં સ્ત્રીઓ અભણ હોય તે દેશની ઉન્નતિની આશા રખાય ?

૮. આર્ય ગૃહસંસારમાં સ્ત્રીનો દરજ્જો ઘણો ઉંચો છે.

૯. જે ઘરમાં ઉત્તમ આચાર વિચાર અને ચારિત્ર્યવાળી સ્ત્રીનો વાસ છે તે ઘર સ્વર્ગ સમાન છે.

૧૦. માનવ જીવનની શ્રેષ્ઠતાનો મુખ્ય આધાર સ્ત્રીની શ્રેષ્ઠતાપર છે.

## જોઇએ છીએ.

ભારતવર્ષનું ભાવી સુધારવાને હિંદની સ્ત્રીઓમાં ઉત્તમ ચારિત્ર્યનું બળ, સ્વકર્મ સમજવાનું જ્ઞાન અને સત્ય ધર્મ પાળવાનો જુસ્સો, દેશની દરિદ્રતા કાઢવાને દરેક ઘરમાં સારા સારા હુન્નર ઉદ્યોગની સ્થાપના, હિંદની પંદર કરોડ જેટલી અજ્ઞાન સ્ત્રીઓને સાચું શિક્ષણ મળે તેવી શાળાઓ, બાળલગ્ન બંધ કરાવી શકે તેવા દેશ દાઝવાળા સમર્થ વક્તાઓ અને સદાચરણી ઉપદેશકો.

લખો અગર રૂબરૂ મળોઃ—

**તમારાજ આત્મમંદિરમાં**
પ્રભુ તુલ્ય સર્વજ્ઞ સમર્થ ગુરૂમહારાજ
મહાત્મા આત્મારામજીને
ઠે. માનવ શરીર-મૃત્યુલોક.

